રવાંની, ગેતી મીનોઆંની, ઓઅે અવાખશ પશેમ-
માન, પસેગવશની. ૫ પતેત હોમ. ૫ પતેત હોમ
ઍજ ગુનાહ. (કરદે ૧૧ મો) કુ અગર કસાંન
પતેતી, પદીરફતહોમ, ઓઅેમ ન કરદ હોમ.
ઈશાંન રવાંનરા, દુશખારી મદ. યદશાંન જાદેહરા.
હુર યક જુદ જુદરા. મનશની ગવશની કુનશની.
તનીઅેા રવાની ગેતી અેા મીનોઆંની, ઓઅે
અવાખશ પશેમાન, પશેગવશની ૫ પતેત હોમ.
૫ પતેત હોમ ઍજ ગુનાહ. (કરદે ૧૨ મો) ૫
આંન દીન દસ્તુર અેસત હોમ, ઇન અહુરમજદ,
જરથોશત આશત. જરથોશત ઓઅે ગુશતાસ્પ.
૫ પવંદ આદરબાદ મારાસ્પંદાન મદ. પદશ
પસાખ્ત, કરદ બોખત. અશાઈ વેહ રવાંને દુશાર-
મંગ, આવાયશનીતર વેહશની હોમ. પજીરંદીઅે
જાન, આસ્તુઆંન હોમ હુમતપ ગનશને, આસ્તુ-
આન હોમ હુખતપ ગવશને. આસ્તુઆન હોમ
હુરશતપ કુનશને. આસ્તુઆંન હોમ ૫ ગવેહ દીને
માજદયસ્નાંન. હમા કૅરફેહા હમદાસ્તાન હોમ.

ઍઁજ હુમા ગુનાહીઆ જુદ્દહાસ્તાંન હોમ. પનેકી સ-પાશ્દારૂ હોમ. ઍજ અનાઇ ખોરૂસંદ હોમ. પુલ્ પાદફ્રાહ્. બંદ દરેશ તોજશને તાવાંનદીન, પાદ ફ્રાહે સે શબ્ પંજાહ-હફ્ત સાલ્. પદશ ખોરૂ-સંદ, હુમ દાસ્તાંન હોમ. ઉઇમ કરૂદ હોમ ઈન પતેતી. ગુજર્ગ ઉમેદ્દ ફ્રેરૂરા. ગેરાંન બીમે દાઝ-ખરા. અશાહી વેહ્ રવાંન્ દૂશારમરા. પ ઈન મન-શનૅ કરૂદ હોમ. કુ કાર કેરૂફ, મન અંદાનૂ કર્દ. આંચે નૂ ફૂનમ. હુમા એસ્તશનૅ કેરૂફરા. ગુઝ્નર શને ગુનાહરા. બોખ્તે રવાંનરા. અગરૂ માંન્દ બહોદ. કુ ગુનાહે મન તોખ્ત ન બહોદ. પાદ ફ્રાહે સે શબ્, આંનહુયા પદશ ખોરૂસંદ, હુમ દાસ્તાંન હોમ.

હુમૅ ફ્રમાએમ અર્ષમ વૉહૂ બેગુદીરૂશની. પતેતી પીશ ઍજ બેગુદીરશની. પસ ગુદરૂદ મન. મન જાદેહરા ઍજ ગુનાહ્, પ પતેત્ બહોદ. સૅદાશ ગેથોફ્રીદ ફ્રમાયદ. ફ્રમુદાર્ ખાહેશની હુમદાસતાંન-હોમ અહુરમજદ ખેશ હોમ. અહુ-

રમજદ દહ્માનૅ કુનમ. અશાહી સતાએમ. ઉઇમ ગીરફ્તૅ-હોમ, હરૂવેસ્પ હુમત હૂખ્ત હ્વૅરૂશત. ૫ મનશનૅ ગવશનૅ કુનશનૅ. બહેલશની દહોમ, હરૂવેસ્પ દુશમત દુજ્જૂખ્ત દુજવરૂશત. ઍજ મનશનૅ ગવશનૅ કુનશનૅ. ઉઇમ ગીરફ્તૅ-હોમ, હરૂવેસ્પહુમત હૂખ્ત હ્વૅરૂશત. ૫ મનશનૅ ગવશનૅ કુનશનૅ બહેલશની દહોમ, હરવેસ્પ દુશમત દુજ્જૂખ્ત દુજવરૂશત. ઍજ મનશનૅ ગવશનૅ કુનશનૅ. ઓએમ ગીરફ્તૅ હોમ, હરવેસ્પ હુમત હૂખ્ત હ્વૅરૂશત, ૫ મનશનૅ ગવશનૅ કુનશનૅ બહેલશની દહોમ, હરૂવેસ્પ દુશમત દુજ્જૂખ્ત દુજ્જવરૂશત. ઍજ મનશનૅ ગવશનૅ કુનશનૅ. ઉઇમ ગીરફ્તૅ-હોમ, હરૂવેસ્પ રાહે રાસ્તી ફ્રરારૂન. બેહેલશની દહોમ, હરૂવેસ્પ રાહે અરાસ્તી અવારૂન. ધના શીકસ્ત. અહુરમજદ બેહ અવજૂન સ્તઓમિ અર્ષમ. અષૅમ વૉહૂ ૧). ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચા હૂખ્તોઇબ્યસ્ચા હ્વૅરૂશતોઇબ્યસ્ચા. માંથ્વોઇબ્યસ્ચા વખ્ઁધ્વોઇબ્યસ્ચા વરૂશત્વોઇબ્યસ્ચા. અઇબિગઇરૂયા દઇથે, વીસ્પા

હુમતાચા હૂખ્તા હ્વૅરૂશતાચા. પઇતિ-રિચ્યા દઇથે, વીરૂપા દુશમતાચા દુજ઼ૂખ્તાચા દુજવરૂશતાચા. ફ્રાવેરાહી અર્મૅસ્પેન્તા. યસ્નૅમચા વહ્મૅમૂચા ફ્રા મનંહા. ફ્રા વચંહા. ફ્રા શયઑથ્ના ફ્રા અંહા-ઑયા ફ્રા તન્વસ્ચીત્ ખ્વખ્યાઓ ઉશતનૅમ. સ્ત-ઑમિ અષૅમ. અષૅમ વૉહૂ (૧) યથા અહૂવઇરૂયો (૨૧) અષૅમ વૉહૂ (૧૨) યથા અહૂવઇરૂયો (૨) યસ્નૅમચ વહ્મૅમચ અઓજસ્ચ જવરચ આફ્રી-નામિ. સઓપહે અર્યેહે, તખ્મહે તનુ-માંથ્રહે, દરૂપિ-દ્રઓશ આહૂઇરૂયેહે. અષૅમ વૉહૂ (૧) અહ્માઇ રએસ્ચ, અજંગ્હૅમ, જસમે અવંહે મજદ, કેરફે મોજદ અષૅમ વૉહૂ (૧)*

---

* ઉપલી પતેતના ચોકસ કરદાઓમાં એવા પ્રકારના ગુનાહનો પશ્ચતાપ કરવા જણાવેલું છે કે જે નાના બેગુનાહ બાળકો કરેજ નહી. તેટલા માટે તે કરદાઓ નવજોત થનારાં બાળકો પાસે નહી ભણાવતાં ફકત ૧, ૪, ૬, ૭, અને ૧૨ એજ કરદાઓ તેઓને ભણાવવા જોઇએ.

## (પતેત પશેમાનીનો સાર.)

સઘળા ભલા વિચાર, વચન અને કાંમોની હું વખાણ કરૂં છું તથા તેઓને હું અખતીઆર કરૂં છું. અને સઘલા બુરા વિચાર, વચન અને કાંમોને હું ધીક્કારૂં છું તથા તજી દેઉ છું. મારી પાસે જેબી કાંઈ દોલત અને પુંજી છે તે મને ખોદાએ આપેલી છે એમ હું સમજું છું. અગર જો મારાં રવાનના ફાયદાને માટે એ બધી ચીજો આપી દેવી પડે તો હું ખુશીથી આપીશ.

મારા માબાપ, ભાઈ બેન, સગાં, ઉશતાદ, દોસ્તદાર, વડાં, પાડોશીઓ અને ભાગીયાઓ તેમજ શેહરીઓ અને હાથ હેઠલનાં સાથે જો મેં કાંઈ નાલાયક ચાલ ચલાવી હોય તો તેથી તોબા કરીને દુર રહેવાની કબુલાત હું આપું છું.

દાદાર હોરમજદની મરજી પ્રમાણેના વિચાર વચન અને કામો જો મારાથી નહી થયાં હોય અને નાપાક હેરેમનની મરજી પ્રમાણે વિચાર, વચન અને કામો થયાં હોય તો તે માટે પતેત કરી પશ્ચાતાપ કરૂં છું.

ઓ ખોદા તારી ભલી પેદાયશોના કોઇબી માણસ, પશુ, પંખી વગેરેને મેં દુઃખ દીધું હોય તથા માણસ જાતના ઉપયોગમાં આવતી વસ્તુઓ જેવી કે આતશ, પાણી વનસ્પતી અને ખનીજ પદાર્થ એઓને મેં ખરાબ અને નાપાક કીધો હોય તો તે બધા ગુનાહને માટે પશ્ચાતાપ કરી માફી માગું છું. બધી જાતના ગુનાહો જેવા કે જુઠાઈ, ચોરી જુલમાત, કોઇનો મસકરી અદેખાઈ, લોભ, જુઠુ અથરામણ, પવિત્ર પાણીમાં નસો નાખવો, ઉઘાડે પગે અને કુસ્તી બાંધ્યા વગર ફરવું, બાજ ધરીયા વગર ખાંનું ખાવું એ વગેરે દિનના હોકમનો જો કાંઈ મારાથી અનાદર થયો હોય તો તે ગુનાહથી પતેત કરી પાછો ફરૂં છું.

જે દિન દાદાર હોરમજદે અશો જરથોશતને શિખવી, અશો જરથોશતે કએ ગુશતાસ્પને શિખવી તથા જે દીનને આદરબાદ મારાસ્પંદે પાછી સજીવન કીધી તે દીન ઉપર હું ઉસ્તવાર છું.

---

## દીનનો કલમો પાજંદ જુબાનમાં.

બ નાંમે યજદે બક્ષાયન્દેહે બક્ષાયશગરે મેહેરબાંન. રજિશતયાઓ ચિરતયાઓ મજદધાતયાઓ અષઓન્યાઓ, દએનયાઓ વહુયાઓ માજદયસનોઇશ, દીન બેહ રાસ્ત, વદરોસ્ત, કે ખોદાંએ બરૂબેહક ફીરસ્તાદે ઇન્ હસ્ત, કે જરતોશ્ત આવોરદે હસ્ત, દીન દીને જરતોશ્ત, દીને અહુરમજદ, દાદે જરતોશ્ત સ્પિતમાન. અષઓને અષેમ વોહૂ. ૧ (ત્રણવાર પઢવું)

(પાજંદ જુબાનના દીનના કલમાનો સાર.)

ભલી મજદ્દયશ્નની દીન કેજે એકલા હોરમજદનીજ પરસ્તેશ કરવા શિખવે છે તેની વખાંણ હોજો, એ ભલી અને સાચી દીન ખોદાએ લોકોના ભલાંને માટે અશો જરથોશ્ત પાસે મોકલી છે. એ દિન હોરમજદી તથા જરથોશતી છે તેની ઉપર હું બેશક અને બેગુમાન છું.

---

## નમસ્કાર ચેરાગનો.

ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ ૧)

પ નામે યજદાંન્ અહુરમજદ ખોદાએ અવરૂની

ગોરજે ખોરેહ્ અવજ્નયાદ્. આતશ દાદ્ગાહ્ આદરૂ ફ્રરા. ઍજ હુમા ગુનાહ્ (જાવત) જુઓ સરોશ-બાજ સફે ૭ મો) ૫ પતેત્ હોમ. (સર ઝોકાવતાં ભણવું) ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ. નૅમ સ-તે આતર્શ મજ્દાઓ અહુરહે હુદાઓ મજિશ્ત યજત. અશેમ વૉહૂ ૧) (ત્રણવાર પઢવું) અહ્માઇ રએશ્ચ, હુજ્હરેમ, જસમે અવઙ્હેમજ્દ, કેરેફ્ફ મોજ્દ. અશેમ્ વૉહૂ ૧)

(ચેરાગના નમસ્કારનો સાર.)

દાદર હોરમજ્દને ખુશાલ કરૂં છું. હોરમજ્દના આતશને હું નમન કરૂં છું. અને તમાત ગુનાહથી પસ્તાવો કરૂં છું.

---

## દીનનો કલમો અવસ્તા ભાષામાં.

નાઇસ્મી દએવો, ફ્રવરાને મજ્દયસ્નો જર-થુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો, સ્તઓતા અ-મેષનાંમ સ્પેન્તનાંમ. યશતા અમેષનાંમ, સ્પેન્ત-નાંમ. અહુરાઇ મજ્દાઇ વઙ્હવે વૉહુમઇદે, વીસ્પા

વૅાહુ ચિનહ્મી અષાઉને રએવઽતે ખરૅનઙ્ઉહ્ઽતે
યાજી ચીચા વહિશતા, યેઙ્હે ગાઉશ, યેઙ્હે અ
ષૅમ યેઙ્હે રંઓચાઓ, યેઙ્હે રઆચેબીશ, રોઇ
થ્વૅન ખ્રાથ્રા.

સ્પૅન્તાંમ આરમઇતીમ વઙ્ઉહીમ વૅરૅને, હ
મોઇ અસ્તૂ, ઉસ ગેઉસ સ્તુયે, તાયાઅત્ચા હુજ
ઙ્હુત્ચા, ઉસ મજદયસ્નનાંમ વીસાંમ, જ્યાનય
એચા વીવાપત્ચા.

ફ્રૅરા મનએઇબ્યો, રાઓઙ્હે વસેયાઇતીમ
વસે-ક્ષઇતીમ, યાઇશ ઉપઇરી આયા જૅમા ગઓ
બોશ બ્યેન્તી નેમઙ્હા અષાઇ ઉજદાતાઓ, પઇતી
અવત સ્તુયે. નોઇત અહ્માત આજયાઓનીમ
નોઇત વીવાપૅમ, ક્ષતા માજદયસ્નીશ અઓ
વીસો. નોઇત અસ્તો, નોઇત ઉશતાનહે ચિન્માની

વી દએવાઇશ અઘાઇશ અવઙ્હુશ અનરૅતા
ઇશ અકો-દાબીશ, સરૅમ શ્રયે. હાતાંમ દ્રઓ
જિશતાઇશ, હાતાંમ પઓઇરિશતાઇશ, હાતાંમ

અવ઼ંહુતૅમાઇશ. વી દએવાઇશ વી દએવવત્‌બીશ, વી યાતુશ વી યાતુમત્‌બીશ, વી કહ્યાચીત, હુાં તાંમ આતરાઇશ, વી મનેબીશ, વી વચેબીશ, વી શ્યઑથનાઇશ, વી ચિથ્રાઇશ વી જી અના સરૅમ શ્રૂયે, યથના દ્રૅગ્વાતા રાંખ્શયન્તા.

અથા અથા ચોઇત અહુરો મજ઼દાઑ જરથુશ્ત્રૅમ, અથ્રા ક્ષયઑતા. વીસ્પએપ્યુ ફ્રૅરશ્નએપ્યુ, વીસ્પએપ્યુ હંજમનએપ્યુ. યાઇશ અપૅરૅસયતૅમ મજ઼દાઑસ્ચા જરથુશ્ત્રસ્ચા.

અથા અથા ચોઇત જરથુશ્ત્રો દએ વાઇશ સરૅમ વ્યાખ્રવીતા. વીસ્પએપ્યુ ફ્રૅરશ્નએપ્યુ, વીસ્પએપ્યુ હંજમનએપ્યુ. યાઇશ અપૅરૅસયતૅમ મજ઼દાઑસ્ચા જરથુશ્ત્રસ્ચા. અથા અજેમ્યૂચીત યો મજ઼દયસ્નો જરથુશ્ત્રીશ, દએવાઇશ સરૅમ વીશ્રૂયે, યથા અના ઇશ વ્યાખ્રવીતા યે અપવા જરથુશ્ત્રો. યાવરના આપો, યાવરના ઉર્વરાઑ યા વરના ગાઉશ હુધાઑ, યા વરનો અહુરો મજ઼દાઑ. યે ગાંમ દધા યે નરૅમ અપવનૅમ. યાવરનો અસ જર-

શુશ્ત્રો, યાવરૅનો કવા વીશતાસ્પો, યાવરૅના ફ્રષ-ઑશત્રા જામાસ્પા. યાવરૅનો કસ્ચીત્ સઑશ્ય-ન્તાંમ, હુશ્થ્યા-વૅરૅઝાંમ્ અપઑનાંમ. તાવરેનાચા તકએશાચા. મઝદયસ્નો અહ્મી (જાવત) આસ્તૂ-ઇતિ્શે. (જુઓ સફો ૫ મો.)

(અવસ્તા ભાષાના દીનના કલમાનો સાર.)

હું એકલા એકજ ખોદાનો બંદગી કરનાર અને તેનેજ સર્વ ચીજનો પેદા કરનાર સમજું છું. મારો ધર્મ મજદયસ્ની છે અને હું દેવ પ્રસ્તીને ધીક્કારૂં છું.

દરેક કામમાં સભ્યતા રાખવાની કબુલાત હું આપુ છું. મારા જાત ભાઈઓ ઉપર આવી પડતી આફતમાંથી તેઓને બચાવી લેવાની મારી ફરજ હું સમજું છું.

જુઠા અને પાપી માણસની સત્તા હું કબુલ રાખતો નથી. ગલીચાઇ અને અસ્વચ્છતાને ધીક્કારૂં છું અશો જરથોશતને મારા ગુરૂ તરીકે ગણું છું.

દાદાર હોરમજદ, પેગમ્બર જરથોશત, શાહગુશ્તાસ્પ, ફરશોશ્ત્ર અને અને જામાસ્પ તથા બીજા એવાજ સાચ્ચા માણસોને પગલે ચાલવાની હું કબુલાત આપું છું.

નેક વિચાર નેક વચન અને નેક કામોની હું વખાણ કરૂ છું. મજદયસ્નની દીન ઉપર ઉમેદવાર છું. કારણ કે એ મજદયસ્નની દીન બીજી સઘળી દીનો કરતાં શ્રેષ્ટ છે. પાક ખોદાએ આપણાં ભલાને કાજે એ દીન અશોજરથોસ્ત પાસે મોકલાવી છે. માટે એ દીનનાં ફરમાનો પ્રમાણે ચાલવાની હું સદા કોશેશ કરીશ.

---

## બાજ જમવાની.

બ નામે યજદે બક્ષાયન્દેહ બક્ષાયશગરે મેહરબાન. અહુરમજદ ખોદાએ, ઇથા આત યજમઇદે અહુરેમ મજદાંમ, યે ગાંમ્ચા અષેમચા, દાત, અપસ્ચા દાત ઉર્વરાઓસ્ચા વહ્વિહીશ રઓચાઓસ્ચા દાત, બૂમીમ્ચા વીસ્પાચા વોહૂ. અષેમ વોહૂ. ૩)

(જમવાની બાજનો સાર.)

જે નીયામત ખાણું મને મળ્યું છે તે માટે દાદાર હોરમજદનાં હું સુકરાનાં કરૂં છું. જેણે અનાજ પાણી, વનસ્પતી વગેરે આપણાં ખોરાકને સારૂં ઉત્પન્ન કીધું. જે માટે આએ જગોએ તેનો આભાર માનું છું.

---

# દોઆ તંદરોસ્તી.

બ નાંમે યજદે બક્ષાયન્દેહ બક્ષાયશગરે મેહરૂબાંન. યથા અહુ વઇરૂયો. ૨)

તન-દરોસ્તી દેર-જીવશની આવાયદ. ખરેહ અનઘદ અષહીદાર. યજદાંને મીનોયાંન, યજદાંને ગેથ્યાંન, હફ્ત અમેષાસ્પન્દાંન, મ્યજદ રોશન હમે બેરસાદ. ઇન દોઆયાન બાદ. ઇન ફ્રાડાયાંન બાદ. હમે અન્દરૂ કસાંન રા જરથુશતી દીન શાદબાદ. આએફ્રીન બાદ. યા-બારી-ખોદા ખોદાવંદે આલમ રા, હમા અનજૂમન રા. શાહ વરૂજાવંદ રા, દસ્તુર પેશોતન રા, પેગાંમ્બર હોશેદર રા, હોશેદર બામી રા, કેખુશરૂ પાદશાહ રા, દીને જરથોશતી રા, (આ જગોએ જેની નેયતે ભણે તેનું નામ લેવું) બા ફરૂજન્દાંન હજારૂ સાલ્દેર બેદારૂ શાદ બેદારૂ, તન-દરોસ્ત બેદારૂ અએ-

મુન બેદારૂ, બરૂ સરે અરૂજાન્યાંન સાલહાએ બીસ્યારૂ, વકરનહાએ બીશુમારૂ, બાકી એ. પાયન્દે દારૂ. સદ હજારાન હજારૂ આફ્રીન બાદ. સાલ ખોજસ્તે બાદ. રોજ ફરોખ બાદ. માહ મુબારૂક બાદ. ચન્દ સાલ ચન્દ રોજ ચન્દ માહ, બીસ્યારૂ સાલ અરૂજાનીદારૂં, યજશને ઓ ન્યાએશને, ઓ રાદી ઓઆજોરૂ બરશને. અશાહીદારૂ અવર હમા કારો કરફેહા, તન દરોસ્તી બાદ, નેકી બાદ ખુબ બાદ, અશેહુન બાદ, અશેહુનતરજ બાદ, પ યજદાંન વ અમેશાસ્પન્દાંન કાંમે બાદ. ધનવાન, પુત્રવાન, આયુશવાન, લક્ષ્મીવાનં, વૃધીવાન, રોજીવાન, શુક્રાંના દાદારૂયેક દીનયેક, જરથુશત બરૂ હક બેશક બેગુમાનહોમ. પાક દીન મજદયસ્ની જરથુશત સિપતમાન. અપઓાને અર્જૂ વોહૂ. ૧)

# ૬૩

## ( દોઆ તંદરોસ્તીનો સાર. )

ઓ ખોદા, તું મને તંદરોસ્તી સાથની લાંબી જીંદગી આપ, ઓ ઇજદ અને અમાશાસ્પંદો તમારાથી હું પવિત્રાઈ અને સચ્ચાઈ મેળવું. મજદયસ્નની દીનની આબાદી અને ચઢતી કળા હોજો. ઓ ખોદા મારા દેહાના લોકોને તથા અમારા ઉપર રાજ કર્તાને સદા કાયમ ખુશાલ અને તંદરોસ્ત રાખ અમારા રોજ માહ અને વરસ બખતાવર થાવો. લાંબી મુદત સુધી અમારામાં સખાવતનો ઝરો વેહતો થાઓ. અમારે ત્યાં ધન, દોલત, આ[illegible]ુશ અને પુત્રની વૃધી થાઓ. એકજ ખોદાને માનનારી પાક જરથોસ્તી દીન ઉપરનું અમારૂં એકીન મજબુત થાઓ. જે પ્રમાણે બંદગી કરીને દુઆ માંગી છે તે પ્રમાણે આમીન થાઓ.

# નવજોત થનારાં બાળકો માટે ધર્મજ્ઞાન.

## ખોદા.

અવસ્તા—તા ચષ્મેન્ગ્ થ્વિસ્રા હારો અઇબી અપા
અઇબી વએનહી વીસ્પા.[1]

સાર—પાક ખોદા પોતાની સર્વે ઠેકાંણે હાજર રહેલી
આંખો વડે બધું જુએ છે.

---

**સવાલ**—તમોને કોણે પેદા કીધાં?

**જવાબ**—પાક ખોદાએ.

**સવાલ**—ખોદાએ દુન્યામાં બીજું શું શું પેદા કીધું છે?

**જવાબ**—કુલે માણુસ જાત, પશુ પક્ષી, સુર્ય, આકાશ,
પહાડ પર્વત અને વનસ્પતી વગેરે દરેક ચીજ
ખોદાએ બનાવી છે.[2]

---

૧ યજશને હા ૩૧. ફ. ૧૩. ૨ દોઆ નામ સેતાયશને.

**સવાલ**—ત્યારે દરેક પ્રાણી અથવા વસ્તુ ઉપર **તેનોજ** હક અને સત્તા હોવી જાઇએ?

**જવાબ**—હા સાહેબ સઘળાંઓ ઉપર **તેનીજ** સત્તા ચાલે છે.[1]

**સવાલ**—ખોદાએ દુન્યામાં તમોને શા વાસ્તે પેદા કીધા?

**જવાબ**—સાચ્ચાં કામો કરવા, ખુદરતને અવલોકવા. તેનો અભ્યાસ કરવા, અને તેનેથી થતા ફાયદા મેળવી બીજાંઓને શિખવવા.

**સવાલ**—કયું કામ ખોદાને પસંદ છે?

**જવાબ**—પરોપકાર, દયા, સખાવત, અને સચ્ચાઇ. કારણ કે **ખોદા** પોતે પરોપકારી, દયાળુ, સખી અને સાચ્ચો છે.

**સવાલ**—ખોદા પોતે પરોપકારી કેમ છે?

**જવાબ**—આએ દુન્યામાં **તેણે** જે જે પેદા કીધું છે તે તેના પોતાના ફાયદાને માટે નહીં પણ આપણા ફાયદા અને પોષણને માટે છે. તેથી આપણે જાણીએ છીએ કે **ખોદા** પરોપકારી છે.

**સવાલ**—ખોદા દયાળુ છે એમ તમે શા ઉપરથી કહેશો?

---

૧ યજશને હા. ૮ ફ. ૫.

**જવાબ**—કારણ કે **તે** સાહેબ અજાણપણે થયલા ગુનાહની તોબેશ કરવાથી આપણને માફી બક્ષે છે.

**સવાલ**—**ખોદા**ની સખાવતો શી છે?

**જવાબ**—આપણને વાસ્તે અનાજ પાંણી, ઢોરોને માટે ઘાસ ચારો તથા હવા, રોશણી વગેરે સઘળી નેઆમતોની બક્ષેશ **તે સાહેબ** આપણને આપેછે.[1]

**સવાલ**—**ખોદાતાલા** સચાંનો સાથી છે એ વિશે અવસ્તામાં શું લખ્યું છે?

**જવાબ**—અવસ્તામાં કહે છે કે "સાચા રસ્તામાં **ખોદા** રહે છે." સાચ્ચાઓ ઉપર **તે** પ્યાર રાખે છે અને સચ્ચાઇથી ચાલનારનેજ **તે** ખરો સુખી કરે છે.[2]

**સવાલ**—શા માટે આપણે **ખોદા**થી ડરીને ચાલવું જોઇએ?

**જવાબ**—કારણ કે **તે** આપણાં સઘળાં નેક અને બદ કાંમો જુએ છે અને તે કાંમો પ્રમાણે આપણને સુખ અથવા દુઃખ આપે છે.[3]

**સવાલ**—સાચાં માણસને **ખોદા**થી બીહવાનું શું કારણ છે?

**જવાબ**—કાંઇજ નહી. સાચાં માણસે તો જેમ એક બચ્ચું પોતાના બાપથી નચિંત અને બેફિકર રહે

---

૧ યજશને હા ૩૭. ફ. ૧. ૨ અર્દબેહશ્ત યશ્ત ૩ યજશને. હા. ૩૦ ફ. ૧૧.

તેમ, **ખોદા** કે જે સર્વનો **બાપ** છે તેની ઉપર એકીન અને વિશ્વાશ રાખવો.

**સવાલ**—આપણુ ઉપર કાંઇ દુઃખ અથવા આફ્ત આવી પડે ત્યારે શું કરવું?

**જવાબ**—ખોદાને યાદ કરવો અને તેનીજ મદદ માંગવી અને જો તે દુઃખ તમારી કોઇ કસુરથી આવી પડયું હોય તો તેવું કામ ફરીને નહી કરવું.

**સવાલ**—ખોદા પાસે આપણે શું માગવું જોઇએ?

**જવાબ**—"**ઓ ખોદા!** તું મને એવી બક્ષેશ કર કે જે બક્ષેશ મળ્યાથી મારૂં કલ્યાણ થતું હોય. કા-રણ કે મારે વાસ્તે શું સારૂં છે તેનો જાણનાર તુંજ છે."[1]

**સવાલ**—ખોદાનુ અવસ્તા નામ અને અર્થ શું?

**જવાબ**—**અહુરમજદ** એટલે જીંદગી બક્ષનાર, તમામ આલમનો ધણી **મોટો સાહેબ.**

**સવાલ**—ખોદા ક્યાં છે?

**જવાબ**—ખોદા સઘળી જગાએ અને સર્વ ઠેકાંણે, હાજર છે.[2]

---

૧ યજશને હા. ૩૧. ફ. ૫. ૨ યજશને હા. ૩૧ ફ. ૧૩.

**સવાલ**—ત્યારે આપણા દરેક કામો **તે** જોતો હશે?

**જવાબ**—હાજી શું જાહેર કે શું છુપાં દરેક આપણા કામ ઉપર **તે સાહેબ**ની નજર છે.

**સવાલ**—જ્યારે **તે સાહેબ** સઘળું જુએ છે અને જાણે છે ત્યારે આપણે કેવી રીતે ચાલવું?

**જવાબ**—આપણે કાંઇ ખોટું કામ કરવું નહી; કેમકે **ખોદા** તે જુએ છે અને તે માટે આપણને શિક્ષા કરે છે,[1]

—:o:—

## જરથુસ્ત્ર.



**અવસ્તા—અએમ્ મોઇ ઇદ્દા વિસ્તો યે ને અએવો સાસ્નાઓ ગૂષતા જરથુશ્ત્રો.**[2]

**સાર**—(**દાદાર હોરમજદ** કહે છે કે) "જેણે એકલાએ મારી શિખામણ સાંભળી તથા જે મને આ દુન્યામાં જણાયલોછે તે **સ્પેતમાન્ જરથોશતછે.**"

---

૧ યજશને હા. ૩૧. ફ. ૧૪. ૨ યજશને હા. ૨૯ ફ. ૮.

**સવાલ**—ધર્મજ્ઞાન આપનારને આપણે કયાં નામથી ઓળખીએ છીએ ?

**જવાબ**—ધર્મ શિક્ષક અથવા ધર્મ ગુરૂ.

**સવાલ**—આપણો સૌથી પેહલો ધર્મ ગુરૂ કોણ ?

**જવાબ**—પેગાંમ્બર અશો **જરથોશત.**[1]

**સવાલ**—અશો **જરથોશત**ને પેગાંમ્બર કેહવાનું કારણ શું ?

**જવાબ**—કારણકે એવણે કુદરતનો અભ્યાસ કરી **ખોદાને** પીછાંણીયા અને મીનોઇ દુન્યામાંથી **ખોદાના** હોકમો આએ દુન્યામાં લઈ આયા. પેગામ્બરનો અર્થ સંદેસો લાવનાર કરી થાય છે.

**સવાલ**—અશો **જરથોશત** કોણનો પેગાંમ્બર ?

**જવાબ**—ઇરાંની મજદયસ્ની પારસીઓનો. આપણો પેગાંમ્બર અશો **જરથોશત** હોવાથી આપણે જરથોશતી કેહવાઇએ છીએ.

**સવાલ**—એવણને પેગાંમ્બર તરીકે કોણે કબુલ રાખ્યા ?

**જવાબ**—કયાંની વંસના ઇરાંની પાદશાહ **ગુશ્તાસ્પ** અને તેની તમામ રૈયતે.

**સવાલ**—એવણને પેગાંમ્બર તરીકે કબુલ કરવાનું કારણ શું ?

---

૧ ફરવદીન યષ્ટ ફ. ૮૮.

**જવાબ**—એવણુની હુશીયારી અને અક્કલ, ધર્મ સમજા-
વવાની ઉત્તમ રીતી, બીકટ સવાલના મનમાનતાં
જવાબો, અને એવણુની અશોઈ તથા પરેહજ-
ગારી જોઈને એવણુને પેગાંમ્બર તરીકે કબુલ
કર્યા.

**સવાલ**—અશો જરથોસ્તના ફરમાનો શું છે?

**જવાબ**—તેવણુ સાહેબે અવસ્તામાં ફરમાવ્યું છે કે સાચા
વિચાર, સાચા વચન અને સાચાં કામો કરવાં,
અશોઇ અને પરેહજગારી રાખવી, સઘળાંઓનું
ભલું ઈચ્છવું તથા સખાવત કરવી.

**સવાલ**—અશો **જરથોશતનો** જન્મ કયાં થયો હતો?

**જવાબ**—ઇરાન દેશમાં આવેલાં રએ શેહરમાં '**પઓરૂ-
શસ્પ**'નાં ઘરમાં.[1]

**સવાલ**—**પઓરૂશસ્પ** કોણનું નામ છે?

**જવાબ**—અશો **જરથોશત**ના બાવાનું.

**સવાલ**—આપણે આપણા પેગાંમ્બરને **જરથોશત પોરૂ-
શસ્પ** કહીને નથી ઓળખતા પણ **જરથોશત
સ્પિતમાન** એ નામે ઓળખીએ છીએ તેની
સમજણ શું?

---

૧ વદીદાદ ૫૨. ૧૯. ફ. ૩.

**જવાબ**—**સ્પિતમ** એવે નામનો **જરથોશત**ના વડાવાઓમાં એક નામીચો પુરૂષ થઇ ગયો તેના નામ સાથે આપણા પેગાંમ્બરનું નામ જોડેલું છે જેમકે હાલના **સર જમસેદજી** તેવણના બપાવાને નામે ઓળખાય છે.

**સવાલ**—અશો **જરથોશતનાં** માનું અને તેવણની બાયડીનું નામ શું?

**જવાબ**—માએનું નામ **દોગડો** અને બાઇડીનું નામ **હુવોવી**.

**સવાલ**—અશો **જરથોશતને** કેટલી છોકરી હતી, તેઓના નામ આપો?

**જવાબ**—ત્રણ. **પઓઉરૂચીસ્તા,**[1] **ફ્રેની** અને **થ્રીતી.**[2]

**સવાલ**—અશો **જરથોશત**ના છોકરાઓનાં નામ આપો?

**જવાબ**—ઇસતવાસ્ત્ર, ઉરૂવતતનર અને **હુરેચિથ્ર.**[2]

**સવાલ**—અશો **જરથોશત**ના ખાનદાનના નામ આપો?

**જવાબ**—મા તરફથી **હુવોવ**નું ખાનદાન તથા બાપ તરફથી **હુએચત્ અસ્પા** અથવા **સ્પિતમ**નું ખાનદાન હતું. જે પાદશાહ **ફ્રેદુન**થી ઉતરેલું હતું.

---

૧ યજશને હા. ૫૩ ફ. ૩. ૨ ફરવરદીન યષ્ટ ફ. ૯૮.

**સવાલ**—અશો જરથોસતનો દીસો અથવા મરણ દીવસ કયા રોજે ?

**જવાબ**—દે મહીનો અને ખોરશેદ રોજે.

**સવાલ**—એવણુનો જન્મ દીવસ કયા રોજે ?

**જવાબ**—ફરવરદીન મહીનો અને ખોરદાદ રોજ અથવા ખોરદાદસાલનો દીવસ.

—:o:—

## જરથોશ્તી ધર્મનાં મૂખ્ય ફરમાનો.



**અવસ્તા**—**હુક્ષ્ય અર્જૅમચિત્ યો જરથુશ્ત્રો ફ્રતૅમાં ન્માનનાંમ્ચ વીસાંમ્ચ જન્તુનાંમ્ચ દખ્યુનાંમ્ચ અઙહાઓ દએનયાઓ અનુમતયએચ અનુખ્તયએચ અન્વર્શ્તયએચ યા આહૂઇરિશ જરથુશત્રિશ.**

**સાર**—હું કે જે જરથોશત છું તે દેશના, ગામના મોહલ્લાના અને ઘેરના આગેવાનોને આએ જરથોશ-

ની દીનના ફરમાન હુમત હુખ્ત અને હ્વરશત પ્રમાણે ચાલવાને શિખવું છું તથા ઉત્તેજન આપું છું.[1]

---

**સવાલ**—જરથોશતી દીનનાં મુખ્ય ફરમાનો શું છે?

**જવાબ**—**હુમત, હુખ્ત અને હ્વરશત** અથવા મનશની, ગવશની અને કુનસ્ની.

**સવાલ**—એ ત્રણ શબ્દોના અર્થ શું?

**જવાબ**—સાચો વિચાર, સાચો બોલ અને સાચું કામ.

**સવાલ**—પાક અવસ્તામાં એ વિષે શું કહેલું છે?

**જવાબ**—"તમામ નેક વિચારો નેક સખુનો અને નેક કાંમો બેહસ્ત તરફ લઈ જાય છે.[2]

**સવાલ**—**હુમત, હુખ્ત અને હ્વરશત**થી ઉલટું શું?

**જવાબ**—**દુશમત, દુઝુખ્ત અને દુજવરશત.**

**સવાલ**—એ શબ્દોના અર્થ શું?

**જવાબ**—જૂઠો વિચાર, જૂઠો બોલ અને જૂઠું કામ.

**સવાલ**—એ વિષે અવસ્તા શું કહે છે?

---

૧ યજશને હા. ૮ મો ફ. ૭. ૨ દોઆ વીસ્પ હુમત.

**જવાબ**—બદવિચાર, બદસખુન અને બદ કામો દોજખ તરફ લઇ જાય છે.[1]

**સવાલ**—એ ઉપરથી તમે શું સમજ્યા ?

**જવાબ**—આપણા પેગાંમ્બર સાહેબ અશો **જરથોશતનો** હોકમ છે કે આપણે દરેક જણે મન વચન અને કરણી શુધ્ધ રાખવી જેથી બંને દુન્યામાં સુખ મળે.

**સવાલ**—અશો જરથોશતના જેવા થવાને વાસ્તે આપણે શું કરવું ?

**જવાબ**—ગમે એવું દુઃખ આવી પડે તોપણ સચ્ચાઇને છોડવી નહી,[2] એકલા હોરમજદ સિવાય બીજા કોઇ દેવ દેવતાઓની પરસ્તેશ કરવી નહી,[3] જૂઠા અને ઠગારાઓને ફજેત કરવા, ચોર અને લુટારાઓથી પોતાના ભાઇબંધોનું રક્ષણ કરવું.[4]

**સવાલ**—ગમે એવું દુઃખ આવી પડે તોપણ સચ્ચાઇનેજ વળગી રહેવા માટેના અશો **જરથોશતના** કલાંમો અર્થ સહીત કહો.

---

૧ દોઆ વીસ્પ હુમત. ૨ વંદીદાદ, પરા ૧૯. ફ. ૭. ૩ યજશને હા. ૩૧ ફ. ૮. ૪ યજશને હા. ૧૨. ફ. ૨-૪.

**જવાબ**—"નોઇત્ હે અપસ્તવાને વઙ્ઉહીમ દએનાંમ્ માજ્દયસ્નીમ, નોઇત અસ્તચ, નોઇત ઉશતાનૅમ્ચ, નોઇત્ બઓધસ્ચ, વીઉરૂવીસ્યાત (અશો જરથોશત કહેછે કે) "મારાં હાડકાં છુટાં પડે, મારી બુધ્ધી ગુમ થાય, અથવા મારો જીવ બી નીકળી જાય તોપણ હું મજદયસ્ની દીનને ધીક્કારીને "છોડી દઇશ નહી." (એટલે "ગમે એવું દુઃખ પડે તોપણ જીવ જતાં સુધી સચ્ચાઇનેજ હું વળગી રહીશ." [1])

—:o:—

## અષોઇ.

**અવસ્તા**—અષૅમ્ વૉહૂ વહિશતૅમ્ અસ્તિ.

**સાર**—અષોઇની દોલત સૌથી ઉત્તમ છે.

---

**સવાલ**—અષોઇ એટલે શું ?

**જવાબ**—અષોઈ એટલે તનની અને મનની સફાઈ.

---

૧ વંદીદાદ ૫ર. ૧૯. ફ. ૭.

**સવાલ**—તનની સફાઇ તે શું ?

**જવાબ**—આપણા શરીરને કાંઈ બી મેલી અથવા ગંધીલી ચીજોથી દુર રાખવું, રોજ નાહી ધોઇને દીલ-પરનો મેલ સાફ કરવો, પોશાક ધોતો અને સફાઇદાર રાખવો અને રેહવાનું ઠેકાંણું વાડી ગુડીને સાફ રાખવું,

**સવાલ**—તનની અશોઇ રાખવાથી ફાયદો શું?

**જવાબ**—શરીરની સુખાકારી વધે, જો તંદરોરતી હોય તો વિધ્યા અભ્યાસ થાય, જેથી આપણુને અક્કલ મલે.

**સવાલ**—તંદરોસ્તી કેમ મલે ?

**જવાબ**—સોજો અને સાદો ખોરાક નિયમસર ખાધાથી, સોજી હવા દમમાં લેવાથી અને તનને માફકસર કસરત આપવાથી.

**સવાલ**—મનની અશોઇ એટલે શું ?

**જવાબ**—આપણા મનમાં સારા વિચાર, સારા વચન, અને સારાં કાંમો કરવાનો ઠરાવ કરવો, અને ખરાબ વિચાર ખરાબ વચન અને ખરાબ કામો નહી થાય તેની સંભાળ લેવી, બુરા વિચારોને મનમાં આવવાજ નહી દેવા.

**સવાલ**—મનની અશોઇથી ફાયદો શું ?

**જવાબ**—મન ચોખ્ખું હોય તો સારાં કામો થાય જેવાં કે ધર્મનો અભ્યાસ ખોદાની બંદગી, અને ભાઇબંધો ઉપર પ્યાર. જેથી કરીને માનોઇ દુન્યાનાં ઉત્તમ સુખનો ફાયદો મલે

**સવાલ**—અશોઈની દોલત સૌથી ઉત્તમ કેમ છે તે સમજાવો ?

**જવાબ**—આએ દુન્યાની અંદર આપણને મળતાં ઘર બાર, વાડી ગાડી, પૈસો ટકો વગેરે ફના થનાર છે. આપણા ગુજરવા પછી એ બધું આપણી સાથે આવતું નથી, એ દોલત ચોર ચોરી જાય છે, કે લુટારા છીનવી લે છે. ઘરબાર પડી જાય છે કે તેનો આગથી નાશ થાય છે. પણ અશોઇની દોલત કોઇ લઇ લેતું નથી. તેને નથી ચોર ચોરી જતા કે લુટારા લુટી લેતા. તે હમેશાં આપણી સાથે રહે છે અને મરણ બાદ તે આપણી સાથે આવે છે, અને સુખ આપે છે માટે અશોઇની દોલત સૌથી ઉત્તમ છે.

**સવાલ**—મનની અશોઇ કેમ મળે ?

**જવાબ**—કેળવણી લીધાથી.

**સવાલ**—તે કેળવણી કઇ જાતની ?

**જવાબ**—ધર્મ તથા નીતિની.

**સવાલ**--માણસો અશો હોય તો શું ફાયદો ?

**જવાબ**--માણસો અશો હોય તો દુન્યા આબાદ થાય, દુન્યા આબાદ હોય તો સચ્ચાઇનો વધારો થાય અને સચ્ચાઇ વધે તો **યથા અહૂ** વઇર્યોના પવિત્ર કલામોમાં જણાવ્યા પ્રમાણે **ખોદા** ખુશી થાય.

**સવાલ**--**ખોદા** ખુશી થાય તો શું ફાયદો ?

**જવાબ**--માણસોને **અર્યમ્** વૅાહૂના પવિત્ર કલામોમાં જણાવેલું ખરૂં અને ઉત્તમ સુખ મળે.

——:o:——

## નવજોત્

### તથા

## સુદરેહ કુસ્તીની ખુબી.

**અવસ્તા**--અઇવ્યાઓંઙહનૅમ વા અઇવ્યાઓંઙહયમ્નો, અઇવ્યાઓંઙ્હનૅમ વા બૂજયમ્નો.[1]

**સાર**--કુસ્તી બાંધતાં અને કુશતી છોડતાં ખોદાનું નામ લેવું.

---

1 હોરમજદ યષ્ટ ક. ૧૬.

**સવાલ**--નવજોત એટલે શું ?

**જવાબ**--નવો જોતી અથવા જરથોશતી દીનમાં દાખલ થઈ એ દીનના ક્રિયા કામોમાં નવો ભાગ લેનાર.

**સવાલ**--કેટલા વરસની ઉમરના બાળકને '**નવજોત્** કરવામાં આવે છે ?

**જવાબ**--બાળક સાત વરસની ઉમરે પોહચે, ધર્મના મુળતત્વોનું ગ્નાન મેળવે અને ચોકસ **અવસ્તાના** કલામો ભણી જાણે ત્યારે.

**સવાલ**--સાતજ વરસની ઉમર જોઇએ કે વધતી ઓછી ચાલે?

**જવાબ**--ઓછી નહી ચાલે, જો બાળક હુશીઆર નહી હોય તો નવ વરસે અને જો નવ વરસેબી તે ધર્મના મુળતત્વો સમજવાને શકતીવાન નહી હોય તો ૧૪ વરસની ઉમરે **નવજોત્** કરવાનું દીનની કેતાબોમાં ફરમાવેલું **છે**.

**સવાલ**--દીનમાં દાખલ થનાર બાળકે કયા કયા **અવસ્તાના** કલામો ભણી જાણવા જોઇએ ?

**જવાબ**--**અર્ષમ્, યથા, કેમ્ના મજદા, અહુરમજદ ખોદાએ, જસમે અવઙ્હે મજદ, સરોશ બાજ, ગેહ, ખુરશેદ-મેહેરની નીઆયશ, પતેત, અને દીનનો કલમો.**

**સવાલ**—બાળકને **નવજોત** કરે છે તે દિવસે તેના ઉપર શું ક્રીયા કરવામાં આવે છે?

**જવાબ**—તે બાળકના તનને ઇજેલા ગઓમીજ અને પાંણીથી અંગોળ કરાવી પાક કરે છે.

**સવાલ**—તે કેવી રીતે?

**જવાબ**—સૌથી પેહલાં એક **અથોરનાન** તે બાળકને બાજ ધરાવી દાડમની પાતરી ચવાડે છે પછી ઇજેલો (પવિત્ર કીધેલો) ગઓમીજ ત્રણ વાર પાજંદ કલામો બાજમાં ભણાવતાં પીવાડે છે.

**સવાલ**—તે પાંજંદ કલામો શું છે?

**જવાબ**—**ઇન્ ખુરમ, ઇન્ પાકીએ તન્, યોજદાથે રવાન્રા.**

**સવાલ**—એનો મતલબ શું?

**જવાબ**—આંએ (ગઓમીજ) મારાં તનની પવિત્રાઇ અને આત્માના સુખને માટે પીઉં છું.

**સવાલ**—એ ક્રિયા કીધા પછી શું કરવામાં આવે છે?

**જવાબ**—તે બાળકના તનને પવિત્ર ગઓમીજ અને પાંણીથી પાક કરી, સુદરેહ કુસ્તી સિવાય સઘળાં કપડાં પેહડાવી, પીછોડી ઓઢાડીને જ્યાં અંજુમન બેઠું હોય ત્યાં લાવવામાં આવે છે.

**સવાલ**--પછી અંજુમનની નજદીક તે બાળક ઉપર શું ક્રિયા કરવામાં આવે છે?

**જવાબ**--જરથોશતી ધર્મના ત્રણ મૂખ્ય ફરમાનો **હુમત, હુખ્ત અને હુવરશત** પ્રમાણે ચાલવાની તથા દુશમત દુજૂખ્ત અને દુજવરસ્ત ને ધીક્કારવાની કબુલાત લેવામાં આવે છે.

**સવાલ**--કબુલાત લીધા પછી શું થાય છે?

**જવાબ**--વડા ધર્મ ગુરૂ તે બાળકને ઉભાં રાખી **દીનનો કલમો** ભણાવે છે, પછી એક **યથા અહુવઇરૂયો** ભણતાં તેને **સુદરેહ** પેહરાવે છે જે વખતે સઘળું અંજુમન પણ **યથા અહુવઇરૂયોના** કલામો ભણે છે.

**સવાલ**--**સુદરેહ** પેહરાવ્યા પછી શું થાય છે?

**જવાબ**--**વડા ધર્મગુરૂ** કુસ્તી હાથમાં લઇ **અહુરા મજદ યશતની** ખશનુમન પઢે છે. ત્યાર પછી કુસ્તી બાંધવાના કલામો તે બાળકને ભણાવી **કુસ્તી** કમ્મરે બાંધવાની ક્રિયા પુરી કરે છે.

**સવાલ**--ત્યાર પછી શું ક્રિયા થય છે?

**જવાબ**--**વડા ધર્મગુરૂ** હોશબામ તથા તંદરોસ્તીના કલામો ભણીને તે બાળકને આશીરવાદ દે છે.

**સવાલ**--**નવજોત** થનાર બાળક શું એકરાર કરીને **જરથોશ્તી** ધર્મમાં દાખલ થાય છે?

**જવાબ**--"હું **એકજ ખોદાની** બંદગી કરનાર અને **તેનેજ** સર્વ ચીજનો પેદા કરનાર સમજું છું. મારો ધર્મ **મજદયસ્ની** છે તથા હું દેવ પરસ્તીને ધીક્કારૂં છું, અશો **જરથોશતને** મારા પેગામ્બર તરીકે કબુલ રાખું છું, તથા **તેવણને** પગલે ચાલવાની હું કબુલાત આપું છું, **મજદયસ્ની** દીન પાક **ખોદાએ** સર્વેનાં ભલાંને કાજે અશો **જરથોશત્** પાસે મોકલાવેલી છે. માટે એ દીનના ફરમાનો પ્રમાણે ચાલવાની હું સદા કોશેશ કરતો રહીશ,"[1]

---:0:---

# સુદરેહ કુસ્તીની ખુબી.

**સવાલ**—**સુદરેહ કુસ્તી** કમ્મરે બાંધવાની શું ફરજ છે?

**જવાબ**—હાજી આપણા ધર્મ પુસ્તકમાં કહેલું છે કે "જે કોઇ પોતાના શરીર ઉપર **સુદરેહ** પેહરે અને

૧ યજશને હા. ૧૨. ક. ૧-૯.

કુસ્તી બાંધે તથા **ગાથા ભણે** તેજ ખરો **મજદયસ્ની** છે, અગર નહી તો તેને **મજદયસ્ની** નહી કેહવો."

**સવાલ**--સુદરેહનો અર્થ શું ?

**જવાબ**--સાચ્ચો રસ્તો અથવા રીત. એટલે જેણે સુદરેહ પેહરેલો હોય તેની રીતભાત સારી અને સાચ્ચી હોવી જોઇએ.

**સવાલ**--**સુદરેહ** કેટલા કટકાનો બનાવવામાં આવે છે ?

**જવાબ**--નવ કટકાનો. બે પરદા એક આગલો અને એક પાછલો, ગીરેબાન, બે બાંએ અને બેઉ સાંધા આગળની બબે તીરી.

**સવાલ**--એ નવ કટકા શું શિખાંમણ આપે છે ?

**જવાબ**--જેમ બે પરદા એક આગળ અને બીજો પાછળ હોવા છતાં એક એક સાથ જોડાયલા છે તેમ આપણીથી ઉમરે વડા, ઉપરીઓ અને ભણેલાઓને ઘટતું માન આપવું અને વડાઓએ તથા સબળાઓએ નબળા તથા હાથ નીચેનાઓને મદદ કરવી.[1]

**સવાલ—ગીરેબાન** શું જણાવે છે ?

---

૧ સરનામે રાઝે યજાંની સદો ૧૩—૧૫.

**જવાબ**—આપણે હર હમેશ સવાબના કામો કરવાં અને **જરથોસ્તી દીન** ઉપર બેશક અને બેગુમાન રેહવું.

**સવાલ**—એ બાંએ શું ધડો આપે છે ?

**જવાબ**—જેમ **સુદરેહ** પેહરનારાંઓને બાંયમાં હાથ લેવાની જરૂર છે તેમ ભલી મજદયસ્ની દીનના દરેક માણસે કાંઇ બી ધંધા, હુન્નર અથવા ઉધ્યોગમાં રોકાવાની જરૂર છે.[1]

**સવાલ**—બેઉ બાજુની તીરીઓ (જે ત્રીકોણ આકારની હોય છે) શું શીખવે છે ?

**જવાબ**—ગોસ્પંદો (જેવાંકે ગાએ, ઘોડા, બકરાં, મેંઢાં વગેરે) ને દુ;ખ નહી દેવું, તથા ધાતુ અને વનસ્પતીનો રૂડો ઉપયોગ કરવો.[2]

**સવાલ**—**સુંદરેહ** શાનો બનાવવામાં આવે છે ?

**જવાબ**—રૂના સફેદ કપરાંનો.

**સવાલ**—રૂનો બનાવવાની મતલબ શું ?

**જવાબ**—રૂનું કપડું સસ્તું અને સફાઇદાર હોય છે. સસ્તું હોવાથી ગરીબમાં ગરીબ પણ તે મેળવી

---

૧ સરનામે રાઝે યજ્દાની સફે ૧૨—૧૫.

૨ ઉપલીજ ચોપડી સફે ૨૩—૨૩.

શકે છે અને સફાઈદાર હોવાથી જરથોશતી ધર્મનું ફરમાન જાળવી શકાય છે.

સવાલ—એ વિશે જરથોશતી ધર્મનું ફરમાન શું છે?

જવાબ—સ્પએત દએનયાઓ માઝ્દયસ્નોઇશ ઉપમનૅમ.[1]

સવાલ—એની મતલબ કહી સંભળાવો.

જવાબ—સોજાઇ અને સફાઈ એ મજદયસ્ની ધર્મની ઉપમાં છે.

સવાલ—જેણે સુદરેહ પેહરેલો હોય તેની ફરજ શું છે?

જવાબ—જેમ સુદરેહ ધોતો અને સફાઇદાર રાખવાની તેની ફરજ છે તેમ તેણે હમેશાં પોતાના અંતઃકરણને પણ સોજું અને પવિત્ર રાખવું.

સવાલ—કુસ્તી એટલે શું?

જવાબ—જરથોશતી ધર્મ ઉપર મકમ રેહવાની ઇશાંની.

સવાલ—કુસ્તી કમ્મર ઉપર બાંધવાનું કારણ શું?

જવાબ—કમ્મર શરીરનો મધ્ય ભાગ છે તેથી કુસ્તી બાંધી આપણે એવું બતાવ્યે છીયે કે આપણા દરેક કામમાં મધ્યમ રેહવું.

સવાલ—કમ્મર ઉપરકુસ્તીના આંતા કેટલા છે અને તે શું શિખાંમણ આપે છે.

---

૧ મેહર યશ્ટ ફ. ૧૨૬.

**જવાબ**—આંતા ત્રણ છે જ્યારે એ આંતા ઉપર આપણી
નજર પડે ત્યારે વિચાર કરવો જોઇએ કે "**સાચા
વિચાર સાચા વચન** અને **સાચાં કામ** ઉપર
હું હમેશાં ઉસ્તવાર રહીશ."

**સવાલ**—**કુસ્તી** કેટલા દોરા અથવા તારની વણવામાં
આવે છે?

**જવાબ**—૭૨ તારની.

**સવાલ**—એ બોતેર તાર શું બતાવે છે?

**જવાબ**—**યજશનેના** ૭૨ હા અથવા પ્રકરણ.

**સવાલ**—**યજશને** કોણ ભણે?

**જવાબ**—**હરેમેહેર** અથવા અગીઆરીમાં **યોજદાથ્રેગર**
મોબેદો.

**સવાલ**—**કુસ્તી** શાની બને?

**જવાબ**—ઘેટાંના દીલપરના ઊનની.

**સવાલ**—ઊનની **કુસ્તી** કેવી રીતે બને છે?

**જવાબ**—ઊનને કાંતે, વળ દે અને તે વળ દીધેલા દોરાનિ
એક જંતર ઉપર ચઢાવી વણે.

**સવાલ**—**કુસ્તી** કોણ વણે?

**જવાબ**—**અથોરનાન્** ટોલાની બાઇડીઓ.

**સવાલ**—વણી રહ્યા પછી શું કરે?

**જવાબ**—**મોબેદ** નીરંગ ભણીને વચમાંથી છુટી કરે.

**સવાલ**—ત્યાર પછી શું થાય?

**જવાબ**—તેનું પર સવળું કરીને લર અને લરીઓ ગુથે.

**સવાલ**—લર અને લરીઓ કેટલી?

**જવાબ**—લર બે અને લરી છ.

**સવાલ**—એ શાની નિશાની બતાવેછે?

**જવાબ**—લર વરસના બે ભાગ, જે **હાવન** અને **રપિથવન** છે તેની અને લરી વરસના છ **ગાહુમ્બારની**.

**સવાલ**—**કુસ્તીના** ચાર ગાંઠ વાળતી વેળાએ શું વિચારવું જોઇએ?

**જવાબ**—પેહલો ગાંઠ વાળતી વેળાએ **એમ** વિચારવું કે જગતનો બનાવનાર એકજ **ખોદા** છે. બીજો વાળતાં વિચારવું કે **મજદયસ્ની** દીન ખરી છે, ત્રીજો વાળતાં વિચારવું કે અશો **જરથોશતજ** ખોદાના મોકલેલા સાચા પેગાંમ્બર હતા. અને ચોથો વાળતાં વિચારવું કે હમેશાં **નેક કામો** કરીશ અને બદીથી દુર રહીશ.

**સવાલ**—**કુસ્તીના** ગાંઠ વાળતી વેળા અવસ્તાના કયા કલામો ભણવા?

**જવાબ**—બે **યથા અહુ વઈર્યો** ભણતાં આગળા બે

અને **અશૅમ વૉહૂ** ૧) ભણતાં પાછલા બંને ગાંઠ વાળવા.

**સવાલ**—**કુસ્તી** કરતી વેળા કઇ તરફ મોહુ કરવું ?

**જવાબ**—દિવસે સુરજ તરફ અને રાતે ચંદ્ર, તારા અથવા ચેરાગ સનમુખ.

**સવાલ**—**કુસ્તી** કઇ કઇ વખતે કરવી જોઇએ?

**જવાબ**—સવારે બીછાંનેથી ઉઠતાં વાર, હાજતે જઈ આવ્યા પછી, જમવાની અગાઉ, બંદગી કરવાની આગમજ, તથા અસ્વચ્છ જગા ઉપરથી આવ્યા પછી તરત.

**સવાલ**—**કુસ્તી** કેમ કરવી તે સમજાવો?

**જવાબ**—સૌથી પેહલાં **ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઑ અશૅમ વૉહૂ** ૧) ભણીને બદનનાં ખુલ્લા ભાગ, (હાથ, મોહું અને પગ)ને ત્રણ મરતબે પાંણીથી ધોવા.

**સવાલ**—એ પાંણીથી ધોવાને આપણે શું કહીએ છીએ ?

**જવાબ**—**પાદીઆબ.**

**સવાલ**—ત્યાર પછી શું કરવું?

**જવાબ**—તે ધોએલા ભાગોને સાજા કપડાંએ નુછી એક ચિતે ઉભા રહી આખી **કેમના મજ્દા**

ભણી જવી પછી કુસ્તી કમ્મરેથી છોડી **અહુર-**
**મજદ ખોદાય** ભણવી.

**સવાલ—અહુરમજદ ખોદાય** ભણતાં શું ક્રિયા કરવી?

**જવાબ**—કુસ્તી બેઉ હાથમાં પકડી આહ્રેમન્ અવાદ-
શાન ભણુતાં જમને હાથે પખોરવી, **મનશની**
**ગવશની કુનશની** ભણુતાં ઉચકવી, અને
**હુઇથ્યા વ્રૂરૂશતાંમ્** ભણુતાં કમ્મરે વીતાળવી,
ત્યારપછી આગળ જણાવ્યા પ્રમાંણે ગાંઠ વાળી
**જસમે અવઙ્હે મજદ મજદયસ્નો અ-**
હુમિ આખી ભણી જવી.

**સવાલ**—સુદરેહ કુસ્તી પહેડેલાં બાળકની ફરજ શું છે?

**જવાબ**—પોતાની આખી જીંદગી સુધી સુદરેહ કુસ્તી
વગર ઘરમાં તેમજ બહાર ફરવું નહી, ઉઘાડા
પગ અથવા બોરૂં માથું રાખવું નહી, એક
બીજાનું અજીઠેલું ખાવું નહી, દર હમકારે
આતશ બેહરામ અથવા દરેમેહરમાં જઇ ખો-
દાની બંદગી કરવી, અષોઈ રાખવી, નમ્ર થવું,
સારાં કાંમો કરવાં અને ખરાબ કાંમોથી દુર રહેવું.

——:o:——

# ગઓમીઝ્

—:o:—

અવસ્તા—આઅત્ મ્રઑત્ અહુરો મઝ્દાઑ ગઑમએઝ્ઁમ્ અયસોઇશ જરથુશ્ત્ર ગઑમ પઇરિ ઉક્ષાનૅમ્ બિઁખ્ઁમ્ દાઇત્યો-કૅરૅ-તૅમ્ યઑઝ્દાત કઅરોઇશ.[1]

સાર—હોરમજદે કહ્યું કે[2] અએ જરતોશ્તત(માણસોને પવિત્ર કરવાને વાસ્તે) ક્રિયા કરીને પાક કીધેલા ગોધાનો ગઓમીઝ તુંને વાપરવો જોઇએ.

---

સવાલ--ગઓમીઝ એટલે શું ?

જવાબ--ગાએ અથવા ગોધાનું મુત્ર.

સવાલ--ગઓમીઝ ક્યારે લેવો ?

સવાલ--સવારે બીછાંણેથી ઉઠતાં વાર એક અષૅમ્ વૉહુ ભણી કુસ્તી કરવી ત્યાર પછી ગઓમીઝ લેવો.

સવાબ--ગઓમીઝ કોણનો લેવો ?

જવાબ--ગાઓ અથવા ગોધાનો.

સવાલ--પારસી સિવાયે બીજી કોમના લોકોને હાથનો જીલેલો ચાલે કે ?

---

૧ વંદીદાદ પરગરદ. ૧૯. ક. ૨૧.

**જવાબ**--નહી ચાલે. પારસીને હાથનોજ જીલેલો જોઇએ, દુરવંદને હાથ વતીક લગાડવા દેવો નહી.

**સવાલ**--તેનું કારણ શું ?

**જવાબ**--કારણ કે બીજી કોમના લોકો આપણા ધર્મમાં જણાવેલી પવિત્રાઇ અને પરહેજી રાખતાં નથી જેથી ગઓમીઝની ખુબી અને અસર ઘટી જાયછે.

**સવાલ**--ગઓમીઝ લેતી વેળા શું ભણવું ?

**જવાબ**--નિરંગે ગઓમીઝ અને સરોશબાઝ.

**સવાલ**--ગઓમીઝ શું ભણતાં ચોપડવો ?

**જવાબ**--સરોશ બાજમાં આવેલી ૫) "**યથા**" ભણતાં શરીરના પાંચે ઉઘાડા ભાગ ઉપર ચોપડવો.

**સવાલ**--તે કેવી રીતે?

**જવાબ**--પેહલી "**યથા**" ભણતાં જમણા હાથને, બીજી ભણતાં ડાભા હાથને, ત્રીજી ભણતાં મોહાંને, ચોથી ભણતાં જમના પગની પાટલી અને તળીઆંને અને પાંચમી ભણતાં ડાભા પગની પાટલી અને તળીઆંને.

**સવાલ**--ત્યારપછી શું કરવું ?

**જવાબ**--આખી સરોશ બાજ ભણી જવી અને ગઓમીજ ચોપડેલા ભાગને સોજાં પાણીથી ધોઇ નાખી કુસ્તી કરવી.

**સવાલ**—ગઓમીજ લેવાનું કારણ શું?

**જવાબ**—શરીર ઉપર ઉડેલા નસા અથવા નજીસાતને એ દૂર કરેછે.[1] તથા ફીર, કોહવાટ વગેરે દરદો ગઓમીજ લગાડવાથી મટી જાયછે, એવું હાલના વિધ્વાન દાકતરોનું પણ મત છે.

**સવાલ**--બીજી કઈ વખતે ગઓમીજ લેવો જોઇએ?

**જવાબ**--અંગોળ કરતી વખતે કપડાં છોડીને આખા શરીર ઉપર ત્રણવાર લગાડવો જોઇએ. ત્યારપછી પાંણીથી અંગોળ કરવું.

**સવાલ**--આપણાં ધર્મની કઇ કેતાબોમાં ગઓમીજ લેવા વિશે જણાવેલું છે?

**જવાબ**--વંદીદાદ, પેહલવી દીનકર્દ અને રેવાયતો વગેરેમાં.

---

## બેહેશ્ત અને દોઝખ્.

---

**અવસ્તા—વીસ્પ હુમત વીસ્પ હૂખ્ત વીસ્પ હ્વર્શ્ત. વહિશ્તેમ્ અહુઇમ્ અશઓત વીસ્પ દુશમત વીસ્પ દુઝૂખ્ત વીસ્પ દુઝ્વર્શ્ત અચિશ્તૅમ્ અહુઇમ્ અશઓત.**

---

1 વંદીદાદ ૫ર. ૧૯. ફ. ૨૦–૨૨.

સાર—સઘળા ભલા વિચારો સાચા સખુનો અને નેક કાંમો બેહસ્ત તરફ લઇ જાયછે અને સઘળાં બુરા વિચારો, જૂઠા સખુનો અને ખરાબ કામો દોજખ તરફ લઇ જાય છે.

---

સવાલ—બેહેશ્ત એટલે શું?

જવાબ—આએ દુન્યામાં કીધેલાં સારાં કામોનો મરણ પછી મળતો બદલો.

સવાલ—દોજખ એટલે શું?

જવાબ—માણસે આએ દુન્યામાં કીધેલાં ખરાબ કાંમોને માટે પેલી દુન્યામાં તેનાં મરણ પછી મળતી સજા તે દોજખ.

સવાલ—બેહેસ્ત મેળવવાનો રસ્તો શું?

જવાબ—તમામ નેક વિચાર, નેક વચન અને નેક કામો સાથે કીધેલી ખોદાની બંદગી બેહેશ્તનો રસ્તો ખુલ્લો કરેછે.[1]

સવાલ—દોજખથી છુટવાનો ઉપાય શું?

જવાબ—સવાબનાં કામો કરવાં, પોતાની કરણીને પાક રાખવી. ટુકમાં દુશ્મત દુજ્જૂખ્ત અને દુજ્વ-રશ્શત ત્યાગ કરવું.

---

૧ દોઆ નામ સેતાયશને.

**સવાલ**—સવાબ તે શું?

**જવાબ**—સચ્ચાઇ, પરોપકાર, દયા, સખાવત, હલાલ રોજી, રૂડો ઉદયોગ, ખોદાની બંદગી અને ધર્મની કેલવણી વગેરે.

**સવાલ**—ગુનાહ તે શું?

**જવાબ**—જૂઠાઇ, હરામખોરી, આળસાઇ, દગો, કીનો કપત, અદેખાઇ, અધર્મીપણું અથવા દીનમાં જણાવેલા હોકમો પ્રમાંણે નહી ચાલવું તે ગુનાહ

**સવાલ**—ગુનાહના કામો માટે મારી માગવાનું આપણું ભણતર કયું?

**જવાબ**—અવરતા ભાષાના ફ્રસ્તુયે હુમતોઈબ્યસ્ચાના ફરદા ઉપરથી પાજંદ ભાષામાં દસ્તુર આદરબાદ મારાસ્પંદે જોડેલી પતેત પશેમાની.

**સવાલ**—તમે હમેશાં ગુનાહના કાંમો કરી પતેત ભણો તો ખોદા માફ કરે કે?

**જવાબ**—અજાણપણે એક વાર ગુનાહ થયલો ખોદા માફ કરે પણ જાંણીજોઇને અનેકવાર કીધેલો ગુનાહ તે કદી માફ કરતો નથી.[1]

---

૧ વંદીદાદ પર. ૩ ૭ ફ. ૨૧

**સવાલ**—ગુનેહગાર માણુસની મરણ પછી જગ્યા કયાં?

**જવાબ**—અંધારૂં દોજખ.

**સવાલ**—દોજખનો અવસ્તા બોલ શું?

**જવાબ**—**અચિસ્ત અહુ** એટલે સૌથી ખરાબ જીંદગી. બીજો બોલ **દુજો દેમાન** આવે છે અને એનો અર્થ ખરાબ રેહઠાણ.

**સવાલ**—બેહસ્તનો અવસ્તા બોલ શું?

**જવાબ**—**વહિશ્ત અહુ** એટલે સૌથી સરસ જીંદગી.

**સવાલ**—મરણ બાદ આપણાં શરીરનું શું થાય છે?

**જવાબ**—આએ શરીર ખાકનું બનેલું છે અને તે મરણ-બાદ પાછું ખાખ સાથે મલી જાય છે.

**સવાલ**—ત્યારે પેલી દુન્યામાં **બેહશ્તનું** સુખ અથવા દોજખનું દુઃખ કોણ ભોગવે છે?

**જવાબ**—આપણું રવાન અથવા આત્મા.

**સવાલ**—રવાન ને નેક રાહે ચલાવવાને વાસ્તે આપણાં શરીરમાં બીજી કહી શક્તિ છે?

**જવાબ**—ફ્રરોહર અથવા **ફ્રવશી.**

**સવાલ**—રવાન અને ફ્રરોહર સિવાય બીજી કોઇ શક્તિ માણસનાં શરીરમાં છે?

**જવાબ**—હાજી છે, તેમના નામ અહુ, દએન, અને બઓધ.[1]

**સવાલ**—એ શબ્દોના અર્થ શું ?

**જવાબ**—અંતકરણ, કરણી અને બુધ્ધી.

—:o:—

# યજદ, અમેષાસ્પંદ, રોજ, માહ, ગાહ અને જશન.



**અવસ્તા—વીસ્પૅઇચ અષવનૅમ્ મઇન્યવૉમ્ યજતૅમ્ યજમઇદે.**

**સાર**—સઘળા પવિત્ર મીનો ઇજદોને હમો વખાંણીએ છીએ.[2]

---

**સવાલ—યજદ** અને **અમષાસ્પંદ** એટલે શું ?

**જવાબ**—વખાંણુ તથા આરાધના કરવા લાયક, અમર્ગ વૃધી કરનારી ખોદાઇ શકિત.

---

૧ યજશને હા ૫૩. ફ. ૧ લો.

૨ સીરોજા.

**સવાલ**—**અમષાસ્પંદા** અને **યજદા** તે કોણ અને ખોદાએ તેઓને શા વાસ્તે પેદા કીધા ?

**જવાબ**—**અમષાસ્પંદ** અને **યજદા** ગેબી રીતે વૃધી કરનારા ફરેસ્તા છે. તેઓને આ દુન્યાની સંભાળ રાખવાને માટે ખોદાએ પેદા કીધાછે.

**સવાલ**—**યજદ** અને **અમષાસ્પંદાની** સંખ્યા કેટલી છે?

**જવાબ**—એઓની સંખ્યા ૩૩ ની છે જેમાંના ત્રીશના નામ ઉપરથી આપણે રોજ માહ ગણીએ છીએ.

**સવાલ**—જે ત્રીશ યઝદ અમષાસ્પંદોનાં નામ ઉપરથી આપણાં રોજનાં નામ પડયાં છે તે રોજનાં નામ દો?

**જવાબ**—

| | | |
|---|---|---|
| ૧ | દાદાર અહુરમજદ. | |
| ૨ | બેહમન | અમષાસ્પંદ. |
| ૩ | અરદીબેહસ્ત | ,, |
| ૪ | શેહેરીવર | ,, |
| ૫ | અસ્પંદારમદ | ,, |
| ૬ | ખુરદાદ | ,, |
| ૭ | અમેરદાદ | ,, |
| ૮ | દએપઆદર | દાદાર. |
| ૯ | આદર | યજદ. |
| ૧૦ | આવાં | યજદ. |
| ૧૧ | ખુરશીદ | ,, |
| ૧૨ | મોહર | ,, |
| ૧૩ | તેસ્તરતીર | ,, |
| ૧૪ | ગોશ | ,, |
| ૧૫ | દએ-પ-મેહર | દાદાર. |
| ૧૬ | મેહર | યજદ. |
| ૧૭ | સરોશ | ,, |
| ૧૮ | રશ્ને રાસ્ત | ,, |

| | |
|---|---|
| ૧૯ ફ્રોખ ફ્રવરદીન યજદ. | ૨૫ મીનો અરૂષિસ્વંગ. |
| ૨૦ બેહરામ ,, | ૨૬ આશતાદ યજદ. |
| ૨૧ રાંમ ,, | ૨૭ મીનો-આસ્માન. |
| ૨૨ ગવાદ ,, | ૨૮ જમ્યાદ યજદ. |
| ૨૩ દએ-પ-દીન દાદાર | ૨૯ મીનો-મારેસ્પંદ. |
| ૨૪ દીન યજદ | ૩૦ મીનો અનેરાંન. |

**સવાલ**—બીજા ત્રણ યઝદોના નામ શું ?

**જવાબ**—૧ હોમ યજદ.

૨ દહમ ,,

૩ બરજો ,,

**સવાલ**—મહીનાના નામ આપો?

**જવાબ**—

| | |
|---|---|
| ૧ ફ્રોખ ફ્રવરદીન. | ૭ મેહર યજદ. |
| ૨ અરદીબેહસ્ત અમશાસ્પંદ | ૮ આવાં ,, |
| ૩ ખોરદાદ ,, | ૯ આદર ,, |
| ૪ તીર યજદ | ૧૦ દએ દાદાર. |
| ૫ અમરદાદ અમશાસ્પંદ. | ૧૧ બેહમન અમશાસ્પંદ. |
| ૬ શહેરીવર ,, | ૧૨ અસ્પંદારમદ ,, |

**સવાલ**—ફ્રવરદીન મહિનામાં શું તેહવાર આવે?

**જવાબ**—**અહુરમજદ** રોજે નવું વરસ, અરદીબેહશત રોજે **રપિથ્વીનનું** જશન. ખોરદાદ રોજે **ખોરદાદ સાલ** અને ફ્રવરદીન રોજે **અશો ફ્રેરોહરનું** જશન.

**સવાલ**—અરદીબેહશત મહિનામાં શું તેહવાર આવે?

**જવાબ**—**અરદીબેહશત** રોજનું જશન, ખુરશેદ રોજથી તે દએ-પ-મેહર રોજ સુધી **મઇદયો જરેમ** ગાહમ્બાર.

**સવાલ**—ખોરદાદ મહિનામાં શું તેહવાર આવે?

**જવાબ**—ખોરદાદ રોજે **ખોરદાદ અમષાસ્પંદનું** જશન.

**સવાલ**—તીર મહિનામાં કેટલાં જશન્?

**જવાબ**—તીર રોજે **તીરીઆનનું જશન્**, તથા ખુરશેદ રોજથી દએ-પ-મેહર રોજ સુધી **મઇદયો શહેમ** ગાહમ્બાર.

**સવાલ**—અમરદાદ મહિનામાં શું તેહવાર?

**જવાબ**—રોજ ૭ મો **અમરદાદ અમષાસ્પંદનું** જશન.

**સવાલ**—શેહરીવર મહિનામાં કેટલાં જશન?

**જવાબ**—રોજ ૪ થો **શેહરીવર અમષાસ્પંદનું જશન** તથા આસ્તાદ રોજથી અનેરાન રોજ સુધી **પઇતિશહેમ** ગાહમ્બારના જશનો.

**સવાલ**—મેહર મહિનામાં શું તેહવાર આવે છે?

**જવાબ**—રોજ ૧૬ મો **મેહરંગાનનું જશન** તથા **અયાથ્રેમ** ગાહમ્બારના જશનો રોજ આરતાદથી અનેરાન સુધી.

**સવાલ**—આવાં મહિનામાં શું તેહવાર આવે?

**જવાબ**—રોજ ૧૦ મે **આવાં યજદનું** જશન, જે દીવસથી બપોરે ૧૨–૩ રપિથ્વીનને બદલે બીજી હાવન ભણવી.

**સવાલ**—આદર મહિનાના તેહવારો કહો?

**જવાબ**—રોજ ૯ **આદરનું** જશન તથા રોજ ૧૯ અશો ફ્રોહરનું જશન.

**સવાલ**—દએ મહિનામાં શું તેહવાર આવે?

**જવાબ**—અહુરમજદ, દએપ આદર, દએપ મેહર અને દએપદીન અને એ દિવસોએ દાદાર અહુરમજદનાં જશનો તથા ખોરશેદ રોજે પેગાંમ્બર સાહેબ **અશો જરથોસ્તનો દિસો**, અને મહેર રોજથી તે બેહરામ રોજ સુધી **મઇદ્યારેમ** ગાહમ્બારના જશનો.

**સવાલ**—બેહમન મહિનામાં શું તેહવાર પડે છે?

**જવાબ**—રોજ ૨ જે **બેહુમન અમષાસ્પંદનું** જશન.

**સવાલ**—અસ્પંદારમદ મહિનામાં પડતા તેહવારના નામૂ દો?

**જવાબ**—રોજ ૫ મો **હુપ્ત્ અમષાસ્પંદનું જશન,** તથા રોજ ૬ થો **અવરૂદાદ્ સાલ ગાહનું** જશન.

**સવાલ**—એ મહિનામાં રોજ ૫ મે બીજુ શું કરવામાં આવે છે!

**જવાબ**—પહરેજગાર મોબેદો કાગળ ઉપર પેહલવી જુબાનમાં ખરફસ્તરોને દુર કરવાની **નીરંગ** લખે છે તથા **રેતી પહરેજે છે.**

**સવાલ**—એ નીરંગ 'લખેલાં કાગળો તથા રેતીને શું કરે છે?

**જવાબ**—ધાર્મીક જરથોસ્તીઓ તે કાગળો દિવાલે અથવા થાંબલે ચોંહતાડે છે અને રેતી ઘરમાં છાંટે છે જેથી કસારાં, ઉધાઇ વગેરે ખરફસ્તરો દુર રેહ છે.

**સવાલ**—એ મહિનામાં બીજા શું તેહવારો પડેછે?

**જવાબ**—આસતાદ રોજથી તે **વહીશતોઇશત્ ગાથાના** દિવસો સુધી **મુકતાદના** ૧૦ દિવસો.

**સવાલ**—**મુક્તાદ** એટલે શું?

**જવાબ**—મુકતી પામેલા આત્માઓની આરાધના કરવાના દિવસો. એ દશ દિવસો **ફ્રરવરદેગાન**ના દિવસો તરીકેબી ઓળખાએ છે.[1]

**સવાલ**—એ દશ દિવસોમાં વધારે અગતના દિવસો કયા?

**જવાબ**—આશતાદ, મારેસ્પંદ અનેરાન અને હમસ્પથ્મએદેમ ગાહમ્બારના પાંચ દિવસો.

**સવાલ**—મારેસ્પંદ રોજે શું જાંણીતો બનાવ બન્યો હતો?

**જવાબ**—અશો **જરથોશતે** પાદશાહ **ગોશતાસ્પની** દરબારમાં ઘણાએક **મોજેજા** કરી બતાવ્યા હતા. જેથી એ રોજને **દિને બેહ મિનો મારેસ્પંદ કરી કહેછે.**

**સવાલ**—વેહશતોઈશત ગાથાનો દિવસ કયાં નામથી ઓળખાએ છે?

**જવાબ**—એ દિવસ વરસની આખેરીનો છેલ્લો હોવાથી આખા વરસમાં જેબી કાંઇ ગુનાહના કામો થયાં હોય તે માટે પશ્ચાતાપ કરી **ખોદાની** હજુર માફી માંગવાનો છે તેથી એને **પતેતીનો** દિવસ કહેછે.

**સવાલ**—**હમકારાના** નાંમો આપો.

---

૧ આફ્રીનગાને અરદાફ્રવશ.

**જવાબ**--અહુરમજદ, દએ-૫--આદર, દએ-૫-મેહર, દએ-૫-દીન.

બેહમન, મોહર, ગોશ, રાંમ.

અરદીબેહસ્ત, આદર, સરોશ, બેહરાંમ.

શેહરીવર, ખુર, મેહર, આસ્માન, અનેરાન.

અસ્પંદારમદ, આવાં, દીન, અરદ,[2] મારેસ્પંદ.

ખોરદાદ, તીર, **અરદાફ્રવશ,**[3] ગોવાદ.

અમરદાદ, રશને, આસ્તાદ, જમ્યાદ.

**સવાલ**--**હુમકારા** એટલે શું ?

**જવાબ**—સાથે કાંમ કરનારા ફરેસ્તાઓ.

**સવાલ**--દરેક હુમકારાનો વડો ફરેસ્તો કયો ?

**જવાબ**--અહુરમજદ, બેહમન, અરદીબેહસ્ત, શેહરીવર, અસ્પંદાર, ખોરદાદ, અને અમરદાદ,

**સવાલ**--એઓને કયા નામથી ઓળખેલા છે?

**જવાબ**--અમેષાસ્પંદ. એમની સંખ્યા ૭ છે તેથી આપણા ધર્મ પુંસ્તકમાં **હફ્ત અમષાસ્પંદ** એવાં નામથી એઓને ઓળખેલા છે.

**સવાબ**--વરસમાં કેટલીવાર **ગાહુમ્બારના** જશનો પડે છે?

---

૧ ખુરશેદ. ૨ અરશીશવંગ. ૩ ફ્રવરદીન.

**જવાબ**--વરસના ૭ **ગાહમ્બાર** હોય છે તેમના નાંમ--

| | |
|---|---|
| ૧. મઇદયો જરૅમ. | ૪ અયાથ્રૅમ. |
| ૨ મઇદયો શૅમ્ | ૫ મઇદિયારૅમ્ |
| ૩ પઇતિશહેમ્ | ૬ હમસ્પથ્મએદેમ્ |

**સવાલ**--ગાહમ્બાર એટલે શું?

**જવાબ**—પાક **ખોદાતાલા**ની ઉત્તમ કરામતોની યાદ તાજી કરી તેની બંદગી કરવા માટે સઘળા હમદીનોએ એકઠા મળવાનો વખત.

**સવાલ—ગાહમ્બાર** કરવાની મતલબ શું?

**જવાબ**—ભાઇબંધી અને એક સંપીનો વધારો કરવાની.

**સવાલ**—અસલી ઇરાંનીઓ કેવી રીતે **ગાહમ્બાર** કરતા હતા?

**જવાબ**--એ દિવસોએ ઇરાંની પાદશાહો પોતાની તમામ રૈયત સાથે ભેલાઇને **ખોદા**ની સ્તુતી કરતા, તથા ઇજેલા ખોરાકની સઘળાઓ એક સુફરે બેશી **ચાશણી** કરતા. ગરીબ અને તવંગર વચ્ચે કશો ફરક રાખતા હતા નહી.

**સવાલ**--શું **ગાહમ્બાર** કરવાની આપણી ફરજ છે.

**જવાબ**—હાજી. પાક ખોદાએ ઠંડી, ગરમી,[1] વરસાદ વગેરે જે જુદી જુદી મોસમો પેદા કરી આપણને સુખ આપ્યું છે તે માટે તેના વખત ઉપર તે સાહેબનો જરૂર આભાર માનવો જોઇએ.

**સવાલ**—ગાહમ્બારના વખત ઉપર ખોદાયે શું શું પેદાયશ પેદા કીધી?

**જવાબ**—આસમાન, પાંણી, જમીન, ઝાડપાણ, ગોસ્પંદ અને માણસો.[2]

**સવાલ**—પાંચ **ગાથા**ના નામો આપો.

**જવાબ**—**અહુનવત, ઉશતવત્, સ્પેન્તોમદ, વોહુ-ક્ષથ્ર** અને **વહિશ્તોઇશત.**

**સવાલ**—**ગાહ** એટલે શું તથા દિવસની કેટલી **ગેહ**?

**જવાબ**—**ગાહ** અથવા **ગેહ** એટલે વખત. દિવસની પાંચ ગેહ હોયછે.

**સવાલ**—પાંચે ગેહના નામ આપો.

**જવાબ**—**હાવન, રપિથ્વન, ઉજીરન, અઇવિસ્રૂથ્રેમ્** અને **ઉશહીન.**

**સવાલ**—**હાવન**નો વખત કયાંથી કયાં સુધી?

---

૧ વીસ્પરદ કરદો ૨ જો ફ. ૨.

૨ આફ્રીને ગાહમ્બાર.

**જવાબ**—સવારે ઝઝકણું થયા પછીથી તે બપોરે ૧૨ વાગા સુધી.

**સવાલ**—રપિથવનનો વખત કયાં સુધી?

**જવાબ**--બપોરે ૧૨ વાગા પછીથી તે ત્રણ વાગા સુધી.

**સવાલ**--ઉજીરન ગેહ કયારે થાય?

**જવાબ**--પાછલા પોહરના ત્રણ વાગાથી તે સાંજના અંધારૂં થાય ત્યાં સુધી.

**સવાલ**—અંધારૂં થયા પછી કઇ **ગેહ** શરૂ થાય અને તે કયાં સુધી?

**જવાબ**--**અઇવિસ્રુથ્રીમ** રાતે બાર વાગા સુધી.

**સવાલ**—**ઉશહીનગેહ** કયારે ભણાય?

**જવાબ**--રાતના બાર વાગાથી તે પ્રભાત થાય ત્યાંસુધી.



# ખોદાને અરજ



ઓ આલમ ખાવંદ પરવરદેગાર;
ઓ પુર શક્તિવાન અને પુરતું દેનાર;
ઓ રક્ષક માણુસો ને કુલ જાનદાર;
દયાળુ માયાળુ ને અન્ન દાતાર.
હાથો બેઉ જોડી નમાવીએચ સર;
આ બંદગી અમારી કબુલ તુંજ કર.
ભૂલ ચૂક ગુનાહ માફ કર તું કરીમ,
અહંકાર અભિમાન દુર કર રહીમ.
ભાઇબંધ અમે આએ વિધ્યાર્થી,
શિખવ કામ સરવને પરમાર્થી,
વિચારો વચનો અને કામો નેક,
ભલાં મન સાથે પવિત્રાઈ છેક.
નિષ્ટા નજર ને દયાનત સૌ પાક,
પરોપકાર સાથે સખાવત આપ.
ખંત ઉધ્યોગ, મહેનત ને બાજુબળ,
આપ અમને મેળવવા રોટીને જળ.

જરથોશતી હોરમજદી દીનનું ઇમાન,
જાળવ્યે અમે તે જર જીવ સમાન.
માબાંપ ને ઉસ્તાદ તરફ તાબેદાર,
હુકમો તેઓના બજા લાવનાર.
તાબેદારી ને ઇમાનદારી
થી કરીએ વતન રાજ વફાદારી.
મળે જેથી આબરૂ, ઇજત, જશ, માન,
દુઆ એ અમારી કર તું તમામ.

દોહરા.

દયાળુ અહુરમજદ તું, જેહાંનના કિરતાર.
સર્વ વ્યાપક ને વળી, રચના રે રચનાર.
સર નમાવીને રે ખુદા, જોડીને બેઉ હાથ.
કરગરી અમે માંગીએ, તુંજ મદદ જગનાથ.
બક્ષ અમને બુદ્ધી ને, એલમનો ભંડાર.
જેથી હાંસલ ફાયદા, કરીએ અમે અપાર.
**હુમત હુખ્ત હુવૂરશત** જે, જરથોશતી ફરમાન,
સમાએલાં છે તેમાં, ખરી ઇજત ને માન.
ફરમાન ગુરૂ માબાપનું, બજાવીએ ધરી ટેક.
મતિ એવી તું આપજે, અએ અહુર નેક.

---